લોકો દાઈ **અલ** દઆતના હાથનો મુસાફો કરીને ઇમામે કરેલાં દસ્તખતોપર **બોસો** આપી રૂખસદ થતા હતા. કેટલાક ઇતિહાસકારો લખી ગયા છે કે આજે જે **મીશન લોઝો** તથા **ફ્રીમેશન હોલો** નજરે પડે છે, તે **ઈસમાઈલીયન ગ્રાન્ડ લોઝના** નમુના તરીકે છે. અને નીસંદેહ છે કે એવી સંસ્થાઓની પહેલ **કેરો**થી થવા પામી છે.

ફાતમાઈઓની સલતનતનાં પહેલાં **મીશરનું** નામ **કોસ્તાત** હતું, પણ જ્યારે એ શહેરનો નવો ભાગ ઇ. સ. ૯૭૨ માં ફાતમા-ઇઓ તરફથી બંધાવવામાં આવ્યો ત્યારે તેનું નામ **અલકાહીરો** રાખવામાં આવ્યું.

ઉપર વર્ણવેલા **ગ્રાન્ડલોઝ**માં અધિકારીઓ સિવાયના બીજાઓ દાખલ થઈ શકતા નહી અને જે **ઇલ્મ હઝરત અલી** (અ૦)ના પછીથી મંદ પડી ગયો હતો, જેને **સુફી પંથ** કહેવામાં આવે છે, તેને ફરીથી **હઝરત અલી** (અ૦)ના વંશજોએ **ગ્રાન્ડલોઝ**માં સજીવન કરીને મોમીનોમાં તેનો પ્રચાર કર્યો. તે ચાલતા આજના પણ **હઝરત અલી** (અ૦)ના **વંશ** પાસે નજરે પડે છે, તેથી એકંદર સમજાય છે કે જ્યાં સુધી **ઇમામે ઝમાન**નો આશરો લીધો નથી, ત્યાં સુધી ઇસલામનો તત્વ જેને બીજી રીતે **મૌલાના રૂમીએ મગઝ** કરી વર્ણવેલ છે, તે હાથે આવવું મુશ્કેલ છે તે હીસાબે ઇમાન-દારોમાં ગણત્રી થવાની નથી, માટે દરેક ઇસલામીની ફરઝ છે કે **ઈમામે ઝમાન**ને ઓળખીને પોતાનો દામન તે **પવિત્ર નુરે ખુદા**ના પગોમાં પાથરી બક્ષીસ મેળવે.



# મૌલાના શાહ નીઝાર (અ૦)

## પ્રકરણ ૧૭ મું.



ઇમામ મૌલાના શાહ **નીઝાર** (અ૦) હી. સ. ૪૮૭ તે ઇ. સ. ૧૦૯૪ માં **ઇમામત**ની મશનદપર બીરાજમાન થયા, તે વખતે દુશ્મનો બળવાન હોવાથી બાદશાહી શાહ **નીઝાર** (અ૦)ને મળી નહી, એ નામદાર ઇમામનો પુરો લકબ **સૈયદ શાહ** મનસુર **અલ નીઝાર બ. અમંલ્લા** (અ૦) હતું.

મૌલાના શાહ **મુસ્તીનસીર બીલ્લાહ** (અ૦)થી જ્યારે શાહ **નીઝાર** (અ૦)ને ઇમામ તરીકે જાહેર કરવામાં આવ્યા, ત્યારથી સુપેહસાલાર **અમીર ઝયુશ**નું શાહ **નીઝાર** (અ૦)થી બનતું ન આવતું હોવાને લીધે વિરૂદ્ધ ગયો હતો, જ્યારે **હસન બીન સબ્બાહે** ઇમામ શાહ **મુસ્તીનસીર બીલ્લાહ** (અ૦)ના બોલ **શરેચશમ** ચડાવી **શાહ નીઝાર** (અ૦)ની તરફદારી કરી, પણ દુશ્મનોનું જોર ઘણું હોવાથી મીશર તજીને ઇમામની ખીજમત કરવા **હસન**

**સબ્બાહ** એરાન તરફ નીકળી ગયો, ત્યારે પાછળથી ઇમામના ફરમાન વિરૂદ્ધ **મુસ્તે અલી** મીશરની બાદશાહતપર બેઠો, અને **શાહ નીઝાર** (અ૦)ને તકલીફ આપવા માટે દુશ્મનો પાછળ પડ્યા, ત્યારે ઇમામ શાહ **નીઝાર** (અ૦) પોતાના કુટુંબ સહીત **અલેકઝાંડ્રીઆ** તરફ ગયા ત્યાંનો હાકીમ જે મૌલાના શાહ **મુસ્તનસીર બીલ્લાહ** (અ૦)નો મુરીદ હોવાથી ઇમામનો સારો સત્કાર કર્યો, અને શાહ **નીઝાર** (અ૦)ની **બૈયઅત** કરી, તેવા ખબર જયારે દુશ્મનોને ફરી વળ્યા ત્યારે દુશ્મનોના દીલમાં ડર પેઠો તેથી **અમીર ઝ્યુસે** એક લશ્કર મોકલીને **એલેકઝાન્ડ્રીયા** તરફ ચહડાઇ કરી, ત્યાં ખુનખાર યુદ્ધ થતાં દુશ્મનો ફાવ્યા તે લડાઈ દરમ્યાન **એલેકઝાન્ડ્રીયાનો** હાકેમ માર્યો ગયો, ત્યારે ઇમામ મૌલાના શાહ **નીઝાર** (અ૦) પકડાઇ ગયા, તેવણને ફરીથી મીશરમાં લાવવામાં આવ્યા અને **મુસ્તે અલીના** હુકમથી ઇમામને મીશરના કેદખાનામાં પુરવામાં આવ્યા, ત્યારે તેવણના કુટુંબને ગામના છેડે એક પુરાણા ઘરમાં પુરી રાખવામાં આવ્યાં હતાં, જયાં સખ્ત ચોકી બેસાડવામાં આવી અને **મુસ્તે અલીના** સુપેહસાલાર **અમીર ઝ્યુસનું** ધારવું એ હતું કે પ્રજામાં જરા ખલબલી છે, માટે હાલમાં જો ઇમામના બચ્ચાંઓને તકલીફ આપીશું. તો શહેરમાં બળવો થશે, અને ફરીથી મુશ્કીલીમાં મુબતલા થઇશું, માટે સંજોગો વચ્ચે જોઇશું અને કાંઇ પણ ફાવત આવતા ઇમામના બચ્ચાઓનું કાટલું કાઢી નાખશું, એ ચીતાર **મૌલાના શાહ ઝએનુલ આબદીન** (અ૦)ની બીમાર હાલત યાદ અપાવે છે, અને ઇમામના ખાનદાનમાંથી બચે બચ્યું સહીદ થયું છતાં એક બેમાર ઇમામને દુશ્નનો કાંઇ કરી શકયા નહી, જો કે

એ કાફેર ઝાલીમો ઘણા જોરદાર હતા, તેવણે રાજ્ય વૈભવ પોતાના બળ વડે તમામ પ્રાપ્ત કર્યું, પણ ઇમામત એ ખુદાઇ પાવર હોવાથી હકદાર પાસેજ હક રહેતાં તેની તરફદારી હકકે કીધી કે જે સંજોગો વચ્ચે થોડી મુદત વીત્યા બાદ પાછી સુર્ય માફક ઝહાં આશકારા થવા પામી, ત્યારે કાફેરોની બુરી દશા થતાં દુનીયાની લાનતો મલામતો વચ્ચે નજીસ કહેવાયા અને તકલીફમાં મુબતલા થઇને આ દુનીયાંના ચક્કરમાં ભુંસાઇ ગયા, ત્યારે **ઇમામત** તો **હયુલ કયુમની** જાત હોવાથી **કાયમ** અને હાજર રહેવા પામી અને તે આજ સુધી જે સ્થિતીમાં **મૌલાના અલી** (અ૦) હતા, તેજ ગણત્રીમાં આજે **ઇમામે ઝમાન** નઝરે પડે છે, તે સિવાય બીજી રીતે જે લોકો ઇમામની શાન વિરૂદ્ધ મત બાંધીને લોકોને ગુમરાહ કરે છે, તે નથી સમજાઇ શકાતું કે પોતાને કેવી રીતે ઇમાનદારોની હરોલમાં ગણે છે એટલા વીવેચન બાદ મુદ્દાની વીગતપર આવીશું કે મૌલાના શાહ **નીઝાર** (અ૦)ને **મુસ્તે અલી** તરફથી જે કેદમાં પુરવામાં આવ્યાં હતા, તે કેદખાનામાં હી. સ. ૪૯૦ તે ઇ. સ. ૧૦૯૭ અને સંવત ૧૧૫૩ ના કારતક માસની તા. ૨૧ મી એ વફાત પામ્યા; ત્યારે **શાહ નીઝાર** (અ૦)ના ફરઝંદ મૌલાના **શાહ હાદી** (અ૦) જેવણ પોતાના પીતા પછીના ઇમામતના હકદાર હતા, તેવણને **હસન બીન સબ્બાહ**એ **આલમોત** સર કરીને ત્યાં પોતાના માણસો સાથે તેડાવી લીધા, ત્યારે મીશર હમેશ માટે ઇમામ વગરનું સુનું શહેર થઇ પડયું, તેથી ફક્ત બે પેઢી સુધી ચાલતા પડી ભાંગ્યું અને ઇમામ પાસેથી **મુસ્તે અલી**એ હક છીનવી લીધો ત્યારે તેની ઔલાદ પણ આગળ ન વધતા ટુંકમાં સમાપ્તીને ફેઝે પોહચી.



# હ૦ મુસ્તેઅલીની ઔલાદનો અંત.

## પ્રકરણ ૧૮ મું.



મુસ્તેઅલી એ **હઝરત મુસતન સીરબીલ્લાહ** (અ૦)નાં નાના ફરઝંદ થતા હતાં. તેમજ **શાહ નીઝાર** (અ૦) તથા **હ૦ મુસ્તેઅલી**નાં માતા જુદા હતાં, ત્યારે **હ૦ મુસ્તેઅલી**નો મામો એ લશ્કરનો વડો એટલે સુપેહસાલાર હતો, તેના બળ વડે ઈમામ વિરૂદ્ધ લોકો જઇને સુપેહસાલારના ભાણેજાની તરફદારી કરીને તેને બાદશાહી આપી તખ્તનસીન કર્યો. જો કે બાદશાહી તખ્ત સાથે ઇમામતને કાંઇ લાગતું વળગતું નથી, તેમ સંજોગો વચ્ચે ઇમામોએ બાદશાહી ભોગવી છે. તેમ ફકીર પણ બની રહેલા છે. પણ ઇમામતનું નુર તો જે ફરઝંદને નશ કરેલ હોય છે, તેના પાસે રહે છે. ઇમામતના નુર માંહે કદી પણ ફેર બદલી થઇ શકતી નથી, **તે પ્રમાણે શાહ નીઝાર** (અ૦) પાસે ઈમામત રહી ત્યારે **હ૦ મુસ્તેઅલી** પાસે બાદશાહત રહી; છતાં ભોળા લોકોને ભોળવી પોતાનો **લશ્કરી દાબ પ્રજાપર** રાખીને **હમેશાં પ્રજાને** ખોટે રસ્તે

દોરવવા સત્તાધારીઓ કોશીષો કરતા હતા. તે ખોટા દબાણના પરિણામે ખુનામરકીઓ થતી અને હમેશાં બાદશાહ તથા પ્રજા હલાકીમાં રહી તકલીફો વેઠતા હતા.

હ૦ **મુસ્તેઅલી** તખ્તનશી થયા બાદ ઈ. સ. ૧૦૯૬માં **જેરૂશલમ**ને ફરી સુપેહસાલાર **અમીર ઝયુસે** સર કર્યો. પણ તે **મીશર**ને તાબે વધારે વખત ટકી શકયો નહી. કારણ કે **ક્રુઝેડ**નો તુફાન **શામ** તથા **ફલેટીન** પર ઘેરાઇ રહેલો હતો. તે તુફાને **સલજુકી**ઓ તથા મીશરી સલતનતોને તડખલાની માફક ઉડાડીને ફેંકી દીધું. એ ભંગાણની ચીન્તામાં **હ૦ મુસ્તેઅલી**ની હી. સ. ૪૯૦ માં વફાત થઇ.

**હ૦ આંમર** એવણ પોતાના પીતાની વફાત બાદ તખ્તનશીન થયાં, પણ **હ૦ આંમર**ની ઉમર નાની હોવાથી **આલાફઝલ**ની હકુમત રહી. ત્યાં સુધી રાજ્ય કારોબાર સારો રહ્યો. પણ જ્યારે **આલાફઝલ**ના દીકરા **સરીફ અલ મઆલી**ના હાથમાં રાજસત્તા આવી, ત્યારે તેની બેપરવાઇને બેદરકારીથી રાજ્યકારોબાર ચાલવા લાગ્યો, તેને પરિણામે જે **બદર અલ ઝમાલી**નાં વખતમાં શહેરો અને કસબાઓ ફત્તેહ કર્યાં હતા, તે એક એક કરીને વાલીએ **ફ્રયનસીયા**એ હાથ કરી લીધા.

**ત્રીપોલી**ની લુટ માર ને કતલ નાશનું પુરેપુરૂં બયાન અહીં લખવાની જરૂર નથી, કારણ કે તેનાથી આપણને કાંઇપણ લાગતું

વળગતું નથી. પણ મુખતેસર એટલુંજ લખવાની જરૂર છે કે જ્યારે **ત્રીપોલી**નો આખરી વખત આવ્યો, અને તેની હાલત સખત તુફાનનાં સખએ જોરદાર ખડગો સાથે અથડાતાં ચુરેચુરા થઈ પડી, ત્યારે મીશરી ફોઝ આવી પહોંચી તે કાંઇ કરી શકી નહી. અને હાર ખાઇને પાછી મીશર તરફ વળી આવી.

ત્વારીખ નવેશતાં લખે છે કે **હ૦ આમર**ની ચાલચલણ સારી નહોતી, અને તે જ્યારે જવાનીમાં આવ્યા ત્યારે બદચલન અને ઝાલીમ નીવડયા, તેથી વઝીરની તેવણપર પુરેપુરી દેખરેખ હતી. તે કારણે **હ૦ આમર** સખત નારાજ હતા, ને ચાહતા હતા કે વઝીરને કોઇના હાથે કત્લ કરાવી નાખું. એટલે સ્વતંત્રપણે રાજ્ય કરૂં, પણ કુદરતની ગતી કાંઇ અજબ કામ કરે છે કે એક વખતે **હ૦ આમર** શહેર બહાર નીકળીને **ઝઝીરા**નાં એક બગીચામાં ફરવા જતાં હતા, કે વચમાં **નીઝારીયા** ફીરકાનાં **ફીદાઇ**ઓએ તેવણને કત્લ કરીને મારી નાખ્યા, એવી રીતે **હ૦ આમર**ની વફાત થતાં **હ૦ આમર**નાં બેગમ હમીલા હતાં, તેટલા વખત માટે **હ૦ આમર**નાં કાકાના દીકરા **હાફીઝ લે દીનીલ્લાહ** કામચલાઉ રાજ્ય ચલાવનાર તરીકે નીમાયા; પણ જ્યારે **હ૦ આમર**ની બેગમને પેટે પુત્રી અવતરી એટલે **હાફીઝે** પોતાનો હક જાહેર કર્યો, ત્યારે **નીઝારીયો**ને બાદ કરતા બીજી પ્રજાએ તસલીમ કરી. એવી રીતે **હ૦ મુસ્તેઅલી**નાં વંશનો છેડો આવ્યો.

બીજી તરફ જે ટોળું એકવીસ ઇમામને માનનારૂં છે તેઓનું કહેવું એવું છે કે **હ૦ આમર**ને એક પુત્ર નામે **હ૦ તૈયબ** હતો.

તેની ઊમર નાની હોવાનાં સબબે રાજ્ય ગાદી અલહાફીઝને સુપ્રદ કરી, અને જ્યારે હ૦ તૈયબ ઊમરમાં આવે એટલે પાછી રાજ્ય ગાદી પર હ૦ તૈયબને બેસાડવા એવી ભલામણ હઝરત આમરની હતી, પણ રાજ્ય કારોબાર અલહાફીઝનાં હાથમાં હોવાને લીધે તેણે પોતાને બાદશાહ તથા ઈમામ તરીકે જાહેર કર્યું અને લોકોમાં ખબર ફેલાવી કે હ૦ આમરને કોઇ સંતાન નથી. આ વીગત વધુ ફેલાતાં મઝબુત થવા પામી, તેનું કારણ કે તે માટે કોઈપણ રાજ્ય દરબારીએ કે સતાવાળાએ હ૦ તૈયબને રાજ્ય ગાદી અપાવવા કોશીશ કરેલી દેખાતી નથી તેમજ ઊપલી ઇતી-યાસીક વીગતો પરથી જણાય છે કે હ૦ આમરની વફાત બાદ તેમની બેગમને પેટે પુત્રી અવતરી એટલે રીતસરનો હક અલહાફીઝનો કાયમ થયો. સબબ કે તે કુટુંબી હતો. છેવટે એકવીસ સુધી ઈમામને માનનારાઓનો અકીદો એ છે કે હ૦ તયબ "પડદે" થયાં છે અને ફરીથી તેનાં વંશમાંથી જાહેર થશે.

---

# ૯૦ મૌલાના શાહ હાદી (અ૦)

## પ્રકરણ ૧૯ મું.



**મૌ**લાના **શાહ** નીઝાર (અ૦)ના ફરઝંદ **મૌલાના શાહ હાદી** (અ૦) હી. સં. ૪૯૦ તે ઇ. સ. ૧૦૯૭માં ઇમામ થયાં. જેવણુ પોતાની માતુશ્રી સાથે મીશરની એક શુન્ય જગ્યાના ખંડીએરમાં રહેતા હતા, તેઓને લેવા માટે **હસન બીન સબ્બાહે** જે ઇરાનમાં આવેલો આલમોત યાને **અલબુર્ઝ** નામે ઓળખાતો પહાડ સર કર્યો હતો, અને ત્યાં ઇમામ **શાહ હાદી** (અ૦)ની ગાદી સ્થાપી હતી, ત્યાંથી બે ફીદાઇ નામે એક **શાહજાદા અસદ** તથા બીજા **અબદુલ્લા બીન ઇસમાઇલને** રવાના કરવામાં આવ્યું, તેઓને **હસન બીન સબ્બાહ** તરફથી ભલામણ કરવામાં આવી કે તમારા જીવને જોખમે ઇમામને તેડીને આવજો નહી તો તમારૂં મોઢું દેખાડશો નહી, એ સુરા સરદારનાં વચનો સાંભળી તે બંને ફીદાઇઓ આલમોતને તજીને બહાર પડયાં તેઓ દીન બદીન મઝલ કાપતા મીશર આવી પહોંચ્યા અને

ઈમામની શોધખોળ કરતાં પત્તો લાગ્યો કે શહેરથી છેટે એક ખંડીએરમાં તેવણની માતુશ્રી સાથે પુરવામાં આવ્યા છે, જેને ચારે તરફ સુપેહસાલાર **અમીરઝયુસ**નો સખતમાં સખત પહારો છે, છતાં તે વીર નર જરાપણ અચકાયા નહી અને પોતાની ધારેલી મકસદ તરફ આગળ વધ્યાં. છેવટે પત્તો મળતાં જ્યાં **ઈમામ** તથા તેવણની માતુશ્રી પુરેલાં હતાં ત્યાં જઈ પહોંચ્યા—એ મધ્ય રાત્રીનો સમય હોવાથી પહારેગીરો ગફલતીમાં પડ્યા હતાં. તે તકનો લાભ લઇ બંને ફીદાઇઓ તે ખંડીએરમાં ઉતરી **ઈમામ શાહ હાદી** (અ૦)ની મુલાકાત લેતાં દશ્તબોશી કરીને જે **હસન બીન સબ્બાહે** વ્યવસ્થા કરી રાખેલ હતી તેનું મુખ્તેસર ચીવેચન કરીને **હસન બીન સબ્બાહ**નાં હાથ દશતકનો લખેલો રૂકો ઈમામની હજુરમાં મુકયો. તે રૂકો વાંચી ઇમામ પોતાની માતુશ્રી સાથે **આલમોત** જવા માટે બહાર પડયા અને મઝલ દર મઝલ આગળ વધવા લાગ્યાં તે ખબર જ્યારે સુપહેસાલાર **અમીર ઝયુસને** ફરી વળી કે તેણે ઇમામને પકડી મંગાવવા પછવડે સ્વારો દોડાવ્યા. પણ જેની તરફમાં કુદરત કામ કરતી હોય તેને દુશ્મનો કાંઇ કરી શકતા નથી, એવી રીતે ટુંક મુદતમાં **મૌલાના શાહ હાદી** (અ૦) આલમોત જંઇ પહોચ્યા જ્યાં **હસન બીન સબ્બાહ** સાથે તમામ **આલમોતની પ્રજા** ઇમામને સામે લેવા આવી અને તેવણને ઘણાજ અદબ તથા માન સાથે શહેરમાં લઈ ગયા. ત્યાં શહેરની વચ્ચોવચ્ચ એક **ભવ્ય** મહેલ ઇમામ માટે ઉભો કરવામાં આવ્યો હતો. તેમાં તખ્ત રાખવામાં આવેલ હતો, તે

પર રૈનક અફરોઝ થઈ ફરીથી બાદશાહ થવા પામ્યાં. અને સાથે ઇમામતથી પણ રોશન થવા લાગ્યાં, તેથી તમામ રૂદબાર પ્રગણાનાં લોકો શાહ હાદી (અ૦)ની "બૈયઅત" કરીને ઇમાનદાર બની દીને ઇસલામ અને મઝહબે ઇસમાઇલીની પાક નીયતે પયરવી કરવા લાગ્યાં એવણ ઈમામ હી. સં. ૫૩૦ તે ઇ. સ. ૧૧૩૫ અને સંવત ૧૧૯૧માં વફાત પામ્યા.



---

## એક ચેલેંઝ.

પવિત્ર કુરાને સરીફમાંથી આગાહી તરીકે ઈમામે ગાયબ થવું અથવા પડદે રહેવું એમ સાબીત કરી આપનારને રૂ. ૧૦૦૦) એક હજાર ઇનામ આપવામાં આવશે તેની મુદત માસ સપ્ટેમ્બર ઈ. સ. ૧૯૧૮ ની આખરી તારીખ સુધીની છે.

લી૦ મીરઝામામદ જીવરાજ

ઓ. સેક્રેટરી,

ઇસમાઇલી સાહિત્ય ઉત્તેજક મંડળ,

પાલખી મોહલ્લો-મુંબઈ.

# ઉપસંહાર.

## પ્રકરણ ૨૦ મું.



આ પુસ્તક પુરેપુરૂં વાંચી જવાથી સમજાય છે કે ઇમામત એ ખુદાઇ નુર છે, તેથી કોઇપણ શત્રુતા ધરાવનાર કાફર એ નુરને કદીપણ મટાડી શકતો નથી, બલ્કે એ નુરનો તો ઝળકાટ પર ઝળકાટ છે. અને તે પોતાની ધારેલી ધારણા સુધી સમ્પુર્ણ રહેશે. સબબ કે જ્યારે અબુલ અબાસ જેને અબાસીઓ તરીકે ઓળખાવવામાં આવેલ છે, તે અબુબ અબાસ ઝઝીરાથી જ્યારે દમીશકમાં રાજ કરતાં ઉમૈયાહડનાં વંશજોપર ચડી આવલ અને ઉમૈયાઓની હાર થતાં અબાસીઓના હાથમાં ઉમૈયા ખાનદાનના સીતેર ગૃહસ્થો પકડાઇ ગયા. નેવણને દમીશકમાં લઇ જઇને શંગશાર કરી મારી નાખવામાં આવ્યું અને મજકુર લાશોપર અબાસીઓએ ખાણો લીધેલ તે ઉપરથી એ સવાલ ઉભો થાય છે કે એક રાજ્ય કરતાં કોમપર અબાસીઓ ફાવીને તેઓને કેવી ફેઝે પોંચાડયો. ત્યારે તે ઝમાનામાં ઇમામ બીલકુલ ગરીબીમાં એક સાધારણ મદીનાની પ્રજા તરીકે રહેઠાણ કરી રહેલા હતા, અને તેના તરફ અબાસીઓ તથા ઉમૈયાઓની પુરતી કડવી નઝર હતી છતાં કાંઇ કરી શકયા નહી, બલ્કે જેમ જેમ ઝમાનો આવતો ગયો તેમ તેમ ઇમામોએ ફકીરી એખતીયાર કરી ગરી-

બીમાં રહ્યા છતાં એક પણ વખત ઉમૈયાએ તથા અબાસીઓનું વડપણ ન સ્વીકારતાં તટસ્થ રહ્યા, ત્યારે બીજી બાજુ સંજોગે વચ્ચે એ બંને ખીલાફતોએ ઇમામને ગરદન ઝુકાવીને વડપણ કબુલ કર્યું બસ ઇમામી નુરની એ ખુદાઈ છે કે કોઇનાં તાબેદાર ન થતાં સરકશોનાં ગરદન ઝુકાવી પોતાની પવિત્ર લાઇટ સંસારપર નાખી ને લોકોને પોતઃ તરફ રજુ કરાવે, તે સમજનાર લોકો શોધી લે છે, કે જેને ઇમામનાં દીદારની ઇલ્તેઝા હશે.

અજબ જેવું નથી કે પયગમ્બરના ઘરનાં દુશ્મન થયા છે. ત્યારે હીન્દુમાંથી મુસલમાન બનેલા ઇમામ વિરૂદ્ધ જાય એ કાંઈપણ તાજુબ ભરેલું કહેવાશે નહી, કારણ અબાસીઓ તથા ઉમૈયાઓ હઝરત મોહમદ મુસ્તફા (સ૦)નાં વડવાઓમાંથી ઉતરી આવેલાં હતાં, એટલે હઝરત અલી (અ૦)નાં ભાઇયાતોમાં ગણાતા હતા, છતાં, હમેશાં ઇમામતથી ખીલાફ નજરે પડયાં છે. ત્યારે તે પરથી સમજવાનું એટલુંજ રહ્યું કે પછી ભલે ઇમામનાં ખાનદાનથી હોએ કે ઇમામ તરફથી નીકળેલા દાઇનાં હાંથે મઝહબ સ્વીકાર્યું હોય. પણ જેના દીલમાં ઈમાન હશે તથા મઝહબની ખુબીઓ સમજવાની શક્તિ ધરાવતો હશે તેમજ મુલ્લા, મોલવી, કે પંડિતો નાબદા થઈ નહી રહ્યાં હશે, તે હરગીજ ઇમામ સાથે છેવટનાં દમ સુધી વફાદર રહીને છેવટે ઈમામની આશીશો મેળવી આ મુડદાલ દુનીયાને મુકી રાહે બકા તરફ કુચ કરી જસે, ધન્ય છે એવા ધર્મીને. બીજુ બેવકુફો એમ પણ એતરાઝ કરતા નજરે પડે છે કે ઈમામનાં ખાદીમ બનીને ગરીબ સ્થિતિ કેમ ભોગવો છો, તેમજ ઇમામથી ખીલાફ ચાલનાર માલદાર કેમ દેખાય છે, તે હૈયાફુટાઓ

માટે એટલો જવાબ બસ થશે કે માહઝરીન તથા અનસારીન એ બંને કોમોની સ્થિતિ ગરીબ હતી, છતાં ઇસલામપર ફીદા થનારા અલ્લાહ તઆલાના દોસ્ત હતા. ત્યારે કુરેશીઓ ઘણા માલદાર હતાં તે ઇમામ વિરૂદ્ધ વર્તતા હતા, તેથી સીદ્ધ થાય છે કે એ જુની રૂઢી છે તેથી સવાલ સમાઇ જતાં આએ ચોપડીમાં ઇમામનાં મુરીદોની હમેશાં હાલત કેટલીક સંજોગ વચ્ચે ફકીરાના રહી છે, ત્યારે કોઇકિ વખતે શાહના પણ બની રહેલ છે, એ સઘળા ઇમામનાં મોઝીઝા છે. પણ સાથે વીચારવાનું છે કે ઇમામ સામે થનારા સરકશોનાં કેવી રીતે સર ટુટયા છે અને અંતે ઇઝત આબરૂનાં ચુરેચુરે થતાં લાનતો વ મલામતોનાં કીયામત સુધીના માલ્લેકો બની રહ્યા છે ખુદા બચાવે તેવા ખારજીઓથી અને રાખે પોતાની અમાનમાં. આમીન ? આગળ લખતાં જણાવવાની જરૂર છે કે હાલના જે ઇમામે ઝમાન છે તેના મુરીદોની સંખ્યા ઓછી છે ત્યારે દુનીયાની વસ્તિ બહોળી છે તેના માટે જવાબમાં કે જે વખતે હઝરત ઇમામ હુસેન (અ૦) કરબલામાં લડાઇના મેદાનમાં પડયા ત્યારે તેવણનાં બની રહેલાઓમાં ફક્ત (૭૨) બઉતેર જણા રહેવા પામ્યાં હતાં. તેવી રીતે ઇમામની સનાખ મેળવનારાઓની સંખ્યા હમેશાં થોડી રહે છે, ત્યારે તે પાકજાતની સામે પડનારાઓની સંખ્યા વધારે હોવાથી ઇમામ જહુર પકડે છે, અને પોતાની કામીલા હીકમતથી વધારે સંખ્યાઓને પોતાના કરીને દુશ્મનોને હલાક કરે છે, જે આ ફાતમાઇ ખીલાફતથી પુરેપુરો ધડો મળીશ કે છે તેથી સમજાઈ શકાય છે કે ઇમામી કુવ્વત ધારે તે કરી શકે છે પણ ઇનસાનને એબારત પકડવા માટે પોતાના જીસમપર ધુપ છાંવ

જેવો વખત લાવીને દુનીયામાં વસ્તા ઇનસાનોને સબક સીખવે છે કે ઈનસાનો ગરીબીમાં સબર એખત્યાર કરે ત્યારે તવંગરીમાં ફુલાઈ ન જતાં નરમી પકડે.

ફાતમાઈ ખીલાફત માટે જે જે વીગતો આ પુસ્તકમાં છે, તેને સોનેરી અક્ષરે છપાવીને સબક લેવા જેવી છે. સબબ તે વાંચતાં એક એવો ઇમામીઓ સામે આવીને ચીતાર ઉભો થાય છે, કે અવશ્ય તે મોમનનું દીલ ખુલ્લી જઇ હમેશાં ઇમામની તાબેદારીમાં ઇન્તેજાર રહે, તેથી હાલનાં ઇમામે ઝમાનનો સાચો મુરીદ નમુનેદાર બની રહે. ત્યારે વિરોદ્ધીઓ તરફથી વીગતો જુદી જુદી વાંચવા મળે છે જો કે તે લેખકો યુરોપ તરફના હોય છે. તેના માટે જણાવવાનું એટલુંજ બસ થશે કે તે યુરોપીયનોએ જે પોતાનાં લખેલા પુસ્તકોમાં વીગતો લીધેલ છે તે કોઈ વિરોદ્ધીનાં ભોગ થઈ પડેલા સમજાય છે, કારણ કે તે વિરોદ્ધ લખનારાઓ કોઈ જાતની જોરદાર દલીલ રાખતા નથી, અને છેવટે જોઇએ તેટલો વિરૂદ્ધ લખ્યા છતાં અંતે એમ તો કહી ગયા છે કે ફાતમાઇઓ અથવા ફીદાઇઓએ જે કાંઈ કર્યું હતું, તેમાં પોતાનો અંગત સ્વાર્થ સમાએલું નહોતું ફક્ત પોતાના મઝહબનાં રક્ષણાર્થે અથવા ઇમામના દુશ્મનો સામે પડીને કર્યું હતું. એકંદરે તે જોતાં તેઓમાં વફાદારી અને ભલમનસાઈ જોવામાં આવી હતી, અને દરેક રાજ્ય કારોબારમાં અથવા મઝહબી બંધારણ સામે એનારકીસ્ટો કે કાફેરો વિરૂદ્ધ જતાં આવ્યા છે, તેને દબાવવા માટે રાજ્યસત્તા કે ધર્મના યોદ્ધાઓ ડહાપણથી સામે થયા છે, ત્યારે તે એનારકીસ્ટોની પારટીવાળા કે કાફેરોના સંગાતી અધર્મીઓ પાસેથી ખબર લેનારા

વિરૂદ્ધ કોલાહળ કરીને કઢંગા ચીતાર પોતાની એબ છુપાવવાને દુનીયા સામે રજુ કરે છે, જેમ કહેવત છે કે "શાધ કરતાં ચોર ઉતાવળો" એ સર્વે સંજોગોને ધ્યાનમાં લેતાં એટલુંજ કહેવાને બસ થશે કે ઉપકાર છે તે વિરૂદ્ધ લખનારાઓનો કે જેના પરિણામે સત્ય બહાર લાવવા માટે બંધવોને સુઝ પડીને પરિણામે પુરાણી વીગતો જનસમાઝ સામે તાજી થઇને ઉભી રહી. તે માટે મારૂં કહેવું એટલુંજ છે કે શાબાસ છે દીનના દુશ્મનો તમારી આકેબત બગાડવાને વળી પણ વધારેને વધારે બહાર પડો અને તે તમારા માટીના ઢેફાના સવાલમાં પથ્થરાનો જવાબ લ્યો, અને કીયામત સુધી તેને રૂઝવવા માટે મલમપટો કર્યાં કરજો પણ યાદ રાખજો એ ઝખમ ઝેરીલો છે કદીપણ રૂઝાશે નહી બલ્કે દીન પર દીન વધારે સડતો જશે. અને કીયામતનાં દીવસે કે જે દીવસ પચાસ હઝાર વર્ષનો થશે ત્યારે કુ કુ કર્તા ફરશો પણ યાદ રાખજો એ ગધવાળનાં સબએ કોઈ પાસે ઉભો રહેવા નહી દેતા સીધોને સીધો જોખમમાં નાખી દેશે, તે દુઃખની અએ વિરોદ્ધીઓ તમારા પ્રત્યે દયા આવે છે. માટે કહી કહીને કહું છું કે સંભાલો અને સત્યને શરણ જાઓ જેથી કીધેલા કાળા કર્તુકોની બનવા જોગ છે માફી મેળવી આવતી ઇજાથી બચવા પામો.

ઇમામના ગુલામોએ દુન્યાની સપાટી પર શું શું કરી બતાવ્યું છે તે જોતા કહો ઇમામ કેટલું કરી શકે છે, પણ ખુદાઇ નુર હમેશાં દયાળુ છે નહી તો જુઓ અબુ અબદુલ્લાએ મગરીબ આફ્રીકા હાથ કર્યું એ ઇમામની દુવાથી, બીજો ગુલામ ઝોહરે મીશર ફતેહ કર્યો એ ઇમામના પ્રતાપ હતા, ત્યારે હશન બીન સબ્બાહે આલમૌતનો

પહાડ વસાવ્યો એ દુવા પણ ઇમામની હતી, ત્યારે ઇમામનાં મુરીદે મગરૂર થવાનું છે જ્યારે તેને સામે પડનારાને ખ્યાલ કરવું એટલું બસ થશે કે ઇમામનો મુરીદ એક સાધારણ હોએ તેને સાધારણ ન સમજતાં તેની સાથે ભલમનસાઇથી ચાલે જો પોતાને સલામતી અંદર રાખવા ચાહતો હોય, તો ? પણ એ તો નક્કી છે કે છેવટે ઇમામનાં મુરીદો ઇમામથી દુશ્મનાવટ રાખનારને જવા દેશે નહી, પણ સાથે શરત એ છે કે ઝમાનાની રાહ જોઇ રહ્યા છે, ત્યારે ઝમાનો કામ કરતો આગળ વધે છે. અને પરિણામે ઇમામ માટેની સરવે આગાહીઓ આવી ઉભી રહેશે ત્યારે સર્વે પુરેપુરૂં થઈ જતાં પાપીઓમાં ત્રાસ વર્તાશે ત્યારે સાંભળવું નકામું થઈ પડશે, માટે ખોપરીમાં ભેજો રાખનારાઓ હજુ પણ ભેજાને તકલીફ આપો તો સઘળું સમજવું સહેલ થઇ પડશે. ને તે થોડા વખતની સમજ હમેશ માટેની રાહત બની રહેશે.

છેવટે મારે જણાવવાનું એ છે કે આએ વીગતો જે મારા તરફથી રજુ થઇ છે તે હું બે ઇલ્મ છું એટલે જરૂર વધારે વીગતો ઉપયોગી રહી જવા પામી હશે તેથી જો કોઇ મીશનરી વધારે શોધખોળ કરીને લખાણથી વીગતો બહાર લાવશે તો તે ઇચ્છવા જોગ થતાં, વળી ઇમામોની અને ઇસ્માઇલી નીઝારીઓની વધારે લાઈટ પડતા નેકનીયત રાખનારાઓનું વધારે આકર્ષણ થતાં ઘણાઓના જીવનો ઓદ્ધાર થતાં મુક્ત મેળવશે તેનો બદલો ઈમામે ઝમાન જરૂર આપશે. આમીન.

લી૦ એ. જે. ચુનારા.

# વહોરાની ઉત્પત્તિ તથા માન્યતાનાં લેખક, ખાદીમે કોમને એક એલતેમાસ.



પ્રજા મિત્ર અને પારસીનાં નવરોજનો અંક જે તા. ૨૧ મી માર્ચ ૧૯૧૮ માં પ્રગટ થએલ છે, તેનાં પાને ૧૯૮ માં "વહોરા કોમની ઉત્પત્તિ તથા માન્યતા" એ હેડીંગ નીચે લેખ આપનાર ખાદીમે કોમ નાં તખલ્લુસ આપનારે જે ઇસમાઇલી ખોજાઓ તથા બીજાઓ નામદાર આગાખાન સર સુલતાન મોહમદ શાહને ઇમામ તરીકે માનનારાઓની લાગણી દુઃખાવી છે કે જેનાં પરિણામે આએ ફાતમાઇ ખીલાફત નામનું પુસ્તક બહાર પાડીને સત્ય શું છે તે જનસમાજને જણાવવા માટે ખાસ ખાદીમે કોમના લખાણ પરભારા આપીને લખવામાં આવેલ છે. કારણ ખાદીમે કોમનાં તખલ્લુસ ધરાવનારે આગળ પાછળ કાંઇપણ વિચાર કર્યો લાગતો

નથી, તેમજ એક વહોરા કોમની ઉત્પત્તિના લખાણમાં કોઇ પણ જાતનાં કારણ વગર ઇસમાઇલી ખોજાઓને સંડોવીને એક જાતનો ફીતનો બરપા કરવા સરખું ટુંક બુદ્ધિ ભરેલું પગલું ભર્યું છે. તે અમો બતાવતા કહીશું કે મૌલાના શાહ નીઝાર (અ)ને એવણનાં પિતાએ પોતાની હયાતીમાં નશ કરીને જાહેર કર્યું. એવી વીગતો અંગ્રેજી, અરબી, ફારસી, ઉર્દુ તથા ગુજરાતી તવારીખોમાં નજરે પડે છે. ત્યારે તે વિરૂદ્ધ ખાદીમે કોમની કલ્પના અથવા અમુક માણસોની માન્યતા જે નાપાયદાર લાગે છે. તે મનાવવા નીકળવું એ કદી પણ મનાવી શકશો નહી; પણ સામે તમારી ભૂલ તે તમારા ખોટાળા સાથે તમારી સામે ઉભી રહેશે–સબબ હઝરત મુસ્તેઅલીએ સુપહેસાલાર અમીરઝયુશનાં બળ વડે ઇમામ શાહા નીઝાર (અ)પર જુલમ કર્યો. જેવી રીતે હઝરત મુસા કાઝીમે મૌલાનાં શાહ ઇસમાઇલ (અ)પર જુલમ કર્યો હતો. તો હઝરત મુસાકાઝીમની વંશાવળી પાછળ પાંચ સુધીની ચાલતા સમાપ્ત થઈ. તેવીજ રીતે હઝરત મુસતેઅલીની ઓલાદની ફક્ત એક પહેડી પછી હઝરત આમરથી અંત આવ્યો. એ સમજ સાચા ઇમામ ન હોવાને સુચવે છે.

આગળ ચાલતાં જણાવીશું કે મી. ખાદીમે કોમ જુઓ તપાસો તો જાહેર ઇતીહાસોમાં જણાશે કે હઝરત આમરને ફરઝંદ ન હોવાથી તેવણના કાકાનો દીકરો હાફીઝ ગાદીએ આવ્યો; ત્યારે હઝરત આમરનાં બેગમ હામીલા હોવાથી પુત્રી અવતરી એટલે હઝરત મુસ્તેઅલીનો સીલસીલો બંધ થયો, ત્યારે કેટલાક ફક્ત તમારા જેવા કહેશે કે હઝરત આમરને ફરઝંદ હતા એ અન્યો

સ્વીકારે એ બનવા જોગ નથી, કારણ કે જો ફરઝંદ હતે તો જરૂર જેમ હુસન બીન સબ્બાહુ હઝરત મુસ્તેઅલીથી વિરૂદ્ધ પડીને શોર ઉઠાવ્યો, તેવી રીતે તમારા લખવા મુજબ જો હઝરત આમરને તૈયબ હતા, તો તે માટે જરૂર શોર ઉઠતે તે વીષે કોઈપણ ત્વારીખી પાનાઓપર લખેલું જોવામાં આવતું નથી તેથી સીદ્ધ થાય છે કે એ પાછળથી વીગતો જોડી કાઢવામાં આવેલી છે.

બીજુ ભાઇ ખાદીમે કોમને એ પુછીશ કે ઇમામ પડદે થયા, તેનો તમારા પાસે આધાર કયો છે અથવા કયા ખુદાઈ ફરમાનને આધારે કહો છો, ખુદા તો ઇમામ માટે ઇમામે મુબીન ફરમાવે છે એટલે ઇમામ જાહેર તેને વિરૂદ્ધ જઇને ઇમાનદારોમાં ખપવા નીકળ્યાં છો તે કદી પણ ઇસલામ આલમ પવિત્ર કુરાને સરીફ ખીલાફ તમારી પડદાની વિગત માન્ય રાખશે નહી, અને તેના માટે પરવરદીગાર ફરમાવે છે કે

તું કદી ખુદાની સુન્નતમાં કંઇ અદલબદલ જોઇશ નહી.

જુઓ (કુરાને સરીફ પ્રકરણ ૩૫ આયત ૪૨) ઉપલો ખુદાઈ ફરમાન શું સુચવે છે તે તપાસીને ખુદાઇ કાયદો તપાસો તો જણાશે કે જેવી રીતે તમો એકવીસ ઇમામ ગણો છો, તેમ ઓગણીસ ઇમામો સુધી તો અમારી સાથે છો, તે વખતમાં મોમીનો ઇમામના દીદારથી મુશરફ થતા હતા, તેમજ ઇમામ પાસેથી હીદાયત મેળવી આકેબત સુધારતા હતા, ત્યારે હાલ ખુદાઈ સુન્નત વિરૂદ્ધ ઇમામ પડદે થયા એમ કહેવા પહેલે જરા આંચકો ખાઓ અને ખુદાઇ ફરમાન ખીલાફ જવાથી બાજ આવો તો ખુદા એ પોતાના નુર વડે

તમોને ખરૂં શું છે તે સુજાડશે બાકી હઠ ધર્મી થઇને જોઇએ તેમ કહો તે માટે તમો જોખમદાર છો.

ભાઈ બાદીમે કોમ મજકુર લખાણુમાં તમો સાહેબ ઇલમીયતના અભિમાનમાં આવીને લખો છો કેઃ—

"ઇસમાઇલી ખોજાઓ અને વહોરા કોમની મઝહબી માન્યતામાં ઘણો મોટો તફાવત છે વહોરા કોમ **કલામે સરીફને તેમજ હદીશને** માને છે નમાઝ, રોઝા, હજ, વીગેરે બીજા ઇસમાઇલીઓ કરતાં પણ કાંઇક વધુ ભાવથી અદા કરે છે વહોરા કોમ પાસે ધર્મને લગતું તેમજ બીજું સાહિત્ય ઘણું વિશાળ છે.

એના જવાબમાં વધારે નુકતેચીની ન કરતાં એટલું જ કહીશું કે ભાઇ, બાદીમે કોમ તમારો દાવો એ છે કે અમો આલીમ છીએ. અમોએ ઇલમ ઘણો હાંશીલ કર્યો છે. તેના માટે અમો કહીશું કે એવા ગમનથી તમોએ વકતનાં ઇમામને હાથમાંથી ખોઇ ને ઇમામ વગરનાં થઇને બેઠા. ત્યારે શું ઇલ્મ સીખીને તેમાંથી એ મેળવ્યું કે જે ખુદાઈ ફરમાનને ખીલાફ હોઈ હદીશે નબવીપર મસ્તકીમપણે ન હોતા ડગમગુપણામાં દેખાતા હો સું એ મુનાશીબ છે, નહીં? હદીશે નબવી નીચે જણાવેલી જોતા જો તમોને ઇનસાફ પસંદ હશો તો જરૂર કહી ઉઠશો કે અમે ઇલમની તકબુરીથી ભુલમાં છીએ, અને તે ભુલ સુધારીને જાહેલીયતના મોતથી બચવા માટે ઉતાવળે ઇમામની શોધખોળ કરી ઇમામે ઝમાનનાં ગુલામ બની રહેશો.

હદીશ.

લવ ખલતલ અરઝા મીન ઇમામુઝ ઝમાન લા માતત બે અહલેહા વ મન માતા વલમ યારફ઼ા ઇમામુઝ ઝમાનેહી માતા સાંઅતન કુ મયતીલ જાહલીયતના અલ જાહેલું ફીન નાર.

## ભાવાર્થ.

એક પળ પણ ઇમામ વગર જમીન ખાલી નથી અગર જો હોય તો બધા માણસો મરી જાય, અને જે કોઇ મરી ગયો અને પોતાના જમાનાનાં ઇમામને નહી ઓળખ્યો. તે જાહેલ થઇ મરી ગયો અને તે જાહેલ દોઝખમાં જશે.

ત્યારે ભાઈ સાહેબ ખાદીમે કોમ તમો દીલને ઠેકાણે લગાડીને બતાવો કે ઇલમ શીખીને તમોએ જાણ્યું શું કે ઇમામ પડદે થયાં જે ઇમામની શાનને ખીલાફ છે. અથવા ઇમામ છુપાએલા છે, જેને અલ્લાહુલઆલા પોતાના કલામે પાકમાં ઇમામે મુબીન કહે છે. તેપરથી અલ્લાહના ફરમાન વિરૂદ્ધ જતાં નજરે પડો છો, ત્યારે ઇમામ ગેરહાઝર છે; એમ સમજવું તે ઉપલી રસુલીલ્લાહની હદીશથી જુદું છે, છતાં જો તમો હઠધર્મી બનીને ઉપલો લખાણ પાછો નહી ખેંચી લેવા ચાહતા હો તો બતાવો કયા અલ્લાહનાં કલામોથી અથવા રસુલીલ્લાહનાં ફરમાનોથી ઇમામ પડદે થયા એવું સાબીત કરી શકો છો, અને તે માટે અમો ખાત્રીથી કહી શકીએ છીએ કે રસુલીલ્લાહ તથા પાક અલ્લાહના ફરમાનો તો હમેશાં ઇમામની મોજુદગી બતાવે છે, ત્યારે તમો આલીમ હોઇને કારણ શું છે કે તે પાક નીયાઝના ફરમાન વિરૂદ્ધ કોઇએ જોડી કહાડેલી બીનાને બહાર લાવનારાઓના બંદા બની બેઠા છો, અને જ્યારે તમો ઇસલામ છો તો તમારી ફરજ એ હતી કે અલ્લાહતઆલાના ફરમાનને માનીને રસુલે કરીમની વર્ણવેલી વીગતોપર મજબુત રહેવું, નહી કે ગાદરીઆ પ્રવાહ પ્રમાણે વર્તવું કે જેમ એક મેંઢા ચાલે કે તે તરફ

રૂખ કરીને ઘસડાયા કરવું, એમ વર્તવું એ ઇલ્મને એબ લગાડનારૂં છે. માટે ભાઇ ખાદીમે કોમ હવે સત્વર થાઓ અને અલ્લાહુતઆલા તથા રસુલ કરીમનાં ફરમાન સરોચશ્મ માથે ઉપાડીને ઇમામે વખતની શોધખોળ કરવા મંડી પડો. તો તમારાપર ખુદાઈ નુરની રહેમત થતા તે પોતે રસ્તો સુઝાડશે, તેને પરિણામે તમો ઇમામનાં દીદારથી મુશરફ થતા ઇમામની બૈયઅતમાં આવવાના હકદાર બનશો, અને કલ્લામે રબ્બાની તથા હદીશે નબવીથી ખીલાફ ચાલતાં બચી હમેશ માટેનો આરામ મેળવશો.

પ્યારા બીરાદર ખાદીમે કોમ વળી તમો આગળ ઉમેરતાં જણાવો છો કે,

ખોજા ઈસમાઈલીઓની માન્યતા જુદીજ રીતની હોવાથી તેઓમાં ન તો એવું સાહીત્ય જોવામાં આવે છે ન તો તેઓ સાહીત્યનો અભ્યાસ કરવો ધર્મની નજરે જરૂરી સમજે છે.

ઉપલા લખાણનાં જવાબમાં એટલું જણાવવાનું બસ થઇ પડશે, કે પોતાની માને કોઇ ડાકણ કહેતો નથી. પણ હું એટલું તો છાતી ઠોકીને કહીશ કે જે ઇલ્મે મનતક કહેવાય છે કે જેના વડે ખુદાઈ દીદાર નશીબ થાય છે, તેનો તમામ ખઝાનો ઇસમાઇલી ખોજાઓનાં હીસ્સામાં આવેલો છે. પણ તે મહાન ચીજ હોવાથી મખફી રાખવામાં આવેલ છે. છતાં તે રમઝની ખાહેશ રાખનારાઓને બક્ષવામાં આવે છે. ત્યારે પબ્લીક દીનનાં એહકામો માટે તમો ખોજાઓપર ટીકા કરો. એ બનવા જોગ છે. કારણ કે ખોજાઓ પાસે ઇલમનો મગઝ છે, તેથી ખોજાઓ શાન્ત ભાવનાથી ઇલ્મપર

અમલ કરીને, ગડબડ કરતા નજરે પડતા નથી. ત્યારે ઝમાનો ગડબડીઆ અને ખડબડીઆનો છે, નહી તો તમોએ જે ઇશારો કલામે શરીફ, રોઝા, નમાઝ તથા હજ માટે કરેલ છે, તે તમારી ગલત ફહામી તથા મોડી તોડીને લખવાની ઉતાવળ ભરેલી રૂઢી એખતીયાર કરીને તમો પોતાને ખરાબ લગાડવા જેવા જુઠાઈ ભરેલા પગલા ભર્યા છે, તે અમારા આ લખાણુપરથી સિદ્ધ થઈ શકશે ઉપરાંત જ્યારે ઇલ્મનો સાહેબ અમારી પાસે મોજુદ છે, ત્યારે શોધખોળ કરીને શોરો ગુલ ફેલાવવાની અમોને કાંઇ જરૂર નથી. છતાં જ્યારે તમોએ ઇસમાઇલી ખોજાઓ માટે કોઇક મૂર્ખા પાસેથી વીગતો મેળવીને ખોટું સાચું ચીતરી દીધું છે. ત્યારેજ અમો સાચા છીએ તે સાબીત કરવા દુ:ખી દીલે કલમ ધરી, તેના માટે ક્ષમા ચાહીએ છીએ, અને કહીશું કે ઇમામ માટેની વીગતો મેળવોને કીનારે નહી બેસી રહેતાં વહેદતના દરીઆમાં ડુબકી મારો તો મોતી હાથ લાગી જશે.

કદાચ જોઇએ તેટલાં ઇલમ ભણેલાં કે આલીમ હો પણ રસુલીલ્લાહ નો ફરમાન છે કે

હદીશ.

મન યારફા શરીઅતો વલ હકીકત બીલા ઇમામ ફકદે કફેર.

યાને

ઇમામ વગર શરીયત તથા હકીકતને જાણનાર ખરેખર ગુમુરાહ થાય છે.

ત્યારે ઇમામની મુલાકાત વગર આલીમપણો ગુમરાહીમાં પણ ગણાય, કારણ કે ધર્મના ખાસ તત્વો ફીલાસોફી ઇમામની ગેરહાઝરીમાં બીલકુલ હાશલ થઈ શકતી નથી અથવા ઈમામ સિવાય બીજાની ગુઝાસ નથી કે મારેફત સમજાવી શકે, ત્યારે પરવર દીગાર પોતાના પાક કલામે સરીફમાં ફરમાવે છે કે,

આયત.

યવમા નદઉ કુલ્લે ઉનાસીન બે ઇમામે હીમ

મતલબ.

**કીયામતના દહાડે બધા લોકો પોતાના ઈમામની હાજરી હેઠળ ઉભા રહેશે.**

ત્યારે વહાલા બીરાદર ખાદીમે કોમ બતાવો કે તમોએ કયા ઇમામને જોયલ છે, કે તેને ઓળખીને તેના દામનગીર બની રહેશો ભાઇ સાહેબ ઇલ્મ તો એમ સમજાવે છે કે ઇમામને ઓળખો એટલે તમામ રમઝ મેળવી શકશો, બાકી હજ, નમાઝ, રોઝા, એ કાંઇ ઇલ્મ નથી એ તો એક દીનના અહેકામો છે, બાકી જાણવાનો તથા જણાવવાનો તો ઇમામને છે કે જેની સહાયતાથી કીયામતને દીવસે છોટકો થતાં બહેસ્તનાં વારેસ તરીકે ઓળખાવવાનો બની શકશે.

નહી તો યાદ રાખજો જેમ પરવર દીગારે ફરમાવ્યું છે કે,

આયત.

**મન કાના ફી હાઝેહી આમા ફહુવા ફીલ્ આખેરા આમાવ અઝલો સબીલા.**

મતલબ.

જે કોઈ આએ દુનીયામાં આંધળો છે. તે પેલી દુનીયામાં આંધળો રહેશે.

માટે ઇલ્મનો મગઝ હાશીલ કરીને ઇમામે ઝમાનને મેળવવા માટેની બીનાઈ મુરશીદ કામીલને હાથે હાસલ કરો, અને અલ્લાહના પાક કલામોને જે ઇલઝામ લગાડવામાં આવેલ છે તેથી બચીને નેક બખતોમાં સામેલ થાઓ કારણ હદીશમાં છે કે,

હદીશ.

વ અલયકુમ બે મારફતે ઇમામે ઝમાને કુમ ફસઇયદ મન અરફા ઇમામે વકતેહી વ યબાયા અહુ વ રકમાહુ અલા નફસેહી વ માલેહી વ અવલાદેહ

મતલબ.

અને તમારી ફરઝ છે કે તમો તમારા જમાનાનાં ઇમામને ઓળખો કારણ કે નેક બખ્ત તે શખ્સ છે કે જે પોતાના ઝમાનાના ઇમામને ઓળખે અને તેની બેયત કરે અને પોતાના માલનો જાનનો તથા અવલાદનો તેને માલીક સમજે.

એટલી વીગતો જણાવવા પછી ખુલ્લેખુલ્લું સમજાઇ શકે છે કે ઇમામ પરદે છે, અથવા ઇમામ ગાયબ છે, એમ માનવું એ ઇસલામની રૂએ ખીલાફ તથા અક્કલથી બઇયદ છે, તેથી આકેલરા ઇશારત બસ અસ્ત યાને અક્કલમંદને ઇશારો બસ છે એટલું લખીને મારી કલમને રોકી રહેવા પહેલે પરવરદીગાર પાસેથી

યાચના કરતા ચાહીશ કે અય પરવર દીગાર અમારા દીની બીરાદરોને ઇમામે ઝમાનની સનાખ આપ, વળી એ પાક બે નીયાઝ અમારા ઇસમાઇલી ભાઇઓને પવિત્ર ઈમામ વિરૂદ્ધ નુકતે ચીની કરતા બચાવ, જેથી નુરનો ઝરો તેઓનાં અંતઃકરણમાં વહેતા ઈમામે વકતના દીદાર નસીબ કરે.

આમીન શુમા આમીન

લા. ખાદીમે બીરાદરાન એ. જે. ચુનારાનાં સલામ અલયેક.



# ફાતમાઇટ—ખીલાફત

ઈ. સા. ઉ. મંડળીના જાથુકના ગ્રાહકો થઈ ઉત્તેજન આપનારા
સદ્‌ગૃહસ્થોના નામની યાદી.



| | | |
|---|---|---|
| ૩૦ | શેઠ સફરઅલીભાઇ કરીમ | મુંબઇ |
| ૨૫ | મુખી લાલજીભાઇ દેવરાજ | ,, |
| ૨૫ | શેઠ હાજીમામદ રહીમતુલ્લા જેનુલાબદીન | ,, |
| ૧૦ | ,, રેમતલાભાઇ રામજી રંગુનવાળા | ,, |
| ૧૦ | ,, સાલેમામદ પદમશીની કું. | ,, |
| ૫ | ,, આલીજાહ અલીદનાભાઇ અલીમામદ | કરાંચી |
| ૫ | ,, જાફરભાઈ શેરમામદ | મુંબઇ |
| ૫ | ,, વીધ્યા વીનોદ કલબ | ,, |
| ૫ | ,, મુરાદઅલીભાઇ ગુલામહુસેન નગીનાવાળા | ,, |
| ૫ | ,, ઇસમાઇલભાઈ લાલજી ખુટવાલા | ,, |
| ૫ | ,, મુખી પુંજાભાઇ જશરાજ | ,, |

| | | | |
|---|---|---|---|
| ૫ | શેઠ | વશનજીભાઇ સોમજી | મુંબઇ |
| ૫ | ,, | જાફરભાઈ લધા કલકત્તાવાળા | ,, |
| ૫ | ,, | કાસમભાઇ હાસમ મેવાવાળા | ,, |
| ૫ | ,, | રેમતલાભાઈ લાલજી દેવરાજ | ,, |
| ૫ | ,, | વલીમામદભાઇ લાડક મુખી | ,, |
| ૫ | ,, | મામદહુસેનભાઈ સુમાર શીવજી | ,, |
| ૫ | ,, | રેમતલાભાઈ અલીભાઇ વારસ | ,, |
| ૫ | ,, | નાનજીભાઈ ઝવેર | ,, |
| ૫ | ,, | જીવરાજભાઇ આશર | ,, |
| ૫ | ,, | પીરમામદભાઇ હાસમ મુખી | ,, |
| ૪ | ,, | કરમાલીભાઈ કલ્યાણ | ,, |
| ૩ | ,, | અલીમાહમદભાઇ ગુલામહુસેન ચણાકુમરાવાળા | ,, |
| ૨ | ,, | નુરમામદભાઇ અલીમહમદ રંગવાળા | ,, |
| ૨ | ,, | કરીમભાઇ ભીમજી પુંજા | ,, |
| ૨ | ,, | ગુલામહુસેનભાઇ બંદાલી સોમજી | ,, |
| ૨ | ,, | જાફરભાઇ મહેરઅલી | ,, |
| ૨ | ,, | વીરજીભાઇ વેલમહમદ | ,, |
| ૨ | ,, | અબદલાભાઇ મામદ | ,, |
| ૨ | ,, | નવરોજઅલીભાઇ હીરજી | ,, |
| ૨ | ,, | જાનમામદભાઇ અલીભાઈ ચામડાવાળા | ,, |
| ૨ | ,, | મીશનરી હુસેનીભાઈ જંગબારવાળા | ,, |
| ૧ | ,, | ગુલામહુસેનભાઇ ભાણજી | ,, |
| ૧ | ,, | હાજીભાઇ ગુલામહુસેન | ,, |

| | | |
|---|---|---|
| ૧ | શેઠ મેહેરઅલીભાઇ જમાલ | મુંબઇ |
| ૧ | ,, હસનઅલીભાઇ પીરભાઇ | ,, |
| ૧ | ,, મામદભાઇ વલી નાજર | ,, |
| ૨ | ,, હુસેનભાઈ દેવજી સુતરવાળા | ,, |
| ૧ | ,, ધરમસીભાઇ પુંજા રછવાળા | ,, |
| ૧ | ,, રજબઅલીભાઇ કાનજી મુખી | ,, |
| ૨ | ,, દાઉદભાઇ કાનજી ચણાકુમરાવાળા | ,, |
| ૧ | ,, અબ્દુલમામદભાઈ અલીરખ્યા હાસમ | ,, |
| ૧ | ,, પીરભાઈ નથુ | ,, |
| ૧ | ,, હબીબભાઈ લધા કામડીયા | ,, |
| ૧ | ,, ગુલામહુસેનભાઇ હબીબની કું. | ,, |
| ૧ | ,, હુસેનભાઇ નેણશી પીરભાઇ | ,, |
| ૧ | ,, કાસમભાઇ શીવજી લાલજી | ,, |
| ૧ | ,, કાસમઅલીભાઇ લધા | ,, |
| ૧ | ,, જુમાભાઇ સોમજી | ,, |
| ૧ | ,, ધારસીભાઇ અલુ સાદવાળા | ,, |
| ૧ | ,, ધારસીભાઇ વઇયા | ,, |
| ૧ | ,, જીવરાજભાઇ અલાદીન પાંઉવાળા | ,, |
| ૧ | ,, ગુલામહુસેનભાઇ વીરજી સોડાવાળા | ,, |
| ૧ | ,, બાબુલભાઇ જાનમામદ ઘીવાળા | ,, |
| ૧ | ,, અલીભાઇ રવજી ,, | ,, |
| ૧ | ,, મેહેરઅલીભાઇ લાલજી | ,, |
| ૧ | ,, જુમાભાઇ મામદ દમણીયા | ,, |

| | | |
|---|---|---|
| ૧ | શેઠ સંગજીભાઇ નાનજી | મુંબઇ |
| ૧ | ,, કરમાલીભાઇ હીરજી | ,, |
| ૧ | ,, હાસમભાઇ નથુ ટોપીવાળા | ,, |
| ૧ | ,, આમદભાઇ રેમતલા | ,, |
| ૧ | ,, રેમતલાભાઇ વાલજી | ,, |
| ૫ | ,, ઇસમાઇલભાઇ વીરજી માઘાણી | ,, |
| ૧ | ,, રાશીદભાઇ દેવજી આડદ | ,, |
| ૧ | ,, ખુશાલભાઇ મોતી | ,, |
| ૧ | ,, રમજાનઅલીભાઇ કરીમ | ,, |
| ૧ | ,, ફાજલભાઇ લધા | ,, |
| ૧ | ,, રજબઅલીભાઇ ખીમજી | ,, |
| ૧ | ,, ગુલામઅલીભાઇ વરીંદ મુખી | ,, |
| ૨ | ,, કાદરહુસેનભાઇ મેહેરઅલી | ,, |
| ૧ | ,, ચતુરભાઇ શરીફ | ,, |
| ૧ | ,, કરમાલીભાઇ કચરા | ,, |
| ૧ | ,, રજબઅલીભાઇ માણુક જંગબારવાળા | ,, |
| ૧ | ,, હસનઅલીભાઇ બચુ રાજન | ,, |
| ૧ | ,, ઇસમાઇલભાઇ મુળજી રાજન | ,, |
| ૧ | ,, પ્રેમજીભાઇ ગીગા દેવજી | ,, |
| ૧ | ,, ઇબરાહીમભાઇ કાનજી | ,, |
| ૮ | ,, સુલતાનભાઇ અબુલહુસેન | કરાંચી |
| ૫ | ,, મામદભાઇ હાસમ ચાંદુઆણી | ,, |
| ૫ | ,, હુસેનભાઇ વારસ મહમદ રેમુ | ,, |

| | | |
|---|---|---|
| ૩ | શેઠ મહેદીભાઇ હસન એન્ડ કું. | કરાંચી |
| ૨ | ,, અબ્દરસૂલભાઇ સુલેમાન | ,, |
| ૨ | ,, મીશનરી થાવરભાઇ ગુલામહુસેન | ,, |
| ૨ | ,, સાબાનભાઇ ચોહીબા | ,, |
| ૧ | ,, અબદલાભાઇ ભલેદીનાણી બી. એ. | ,, |
| ૧ | ,, મોતીભાઇ જલા | ,, |
| ૧ | ,, જાફરભાઈ અને કું. | ,, |
| ૧ | ,, બંદાઅલીભાઇ કાસમ | ,, |
| ૧ | ,, જાનમામદભાઇ ભાણજી | ,, |
| ૧ | ,, વેલજીભાઇ ગુલામહુસેન | ,, |
| ૧ | ,, હસનભાઇ મામુ | ,, |
| ૧ | ,, કરીમ વા. ઇબ્રાહીમ | ,, |
| ૧ | ,, વલીભાઇ ફાજલ | ,, |
| ૧ | ,, અલીદીનાભાઇ મુખીમામુ | ,, |
| ૧ | ,, પી. અલાંના બ્રધર્સ | ,, |
| ૧ | ,, ફધુભાઇ પીરૂ ખાલકદીના | ,, |
| ૧ | ,, સબજાઅલીભાઇ મુખી રમજાન | ,, |
| ૧ | ,, ગુલામહુસેનભાઇ વરૂ | ,, |
| ૧ | ,, કા. ઉધભાઇ સાલુ | ,, |
| ૧ | ,, માસ્તર મુરાદઅલીભાઇ વલી | ,, |
| ૧ | ,, ફકીરમામદભાઇ વલી | ,, |
| ૧ | ,, હુસેનભાઇ કરીમ | ,, |
| ૧ | ,, મામદભાઈ જાફર કરમાલી | ,, |

| | | |
|---|---|---|
| ૧ | શેઠ હુસેનીભાઇ નુમાણી | કરાંચી |
| ૧ | ,, કાસમભાઇ મુખી મામદઅલી | ,, |
| ૧ | ,, મુરાદઅલીભાઇ દાતુ | ,, |
| ૧ | ,, આમદભાઇ પીરૂદીના | ,, |
| ૧ | ,, જુંમાભાઈ શરીફ | ,, |
| ૧ | ,, ઈબરાહીમભાઈ મામદ | ,, |
| ૧ | ,, વાલજીભાઇ જશા | ,, |
| ૧ | ,, કરીમભાઇ વાલજી | ,, |
| ૧ | ,, જીવણભાઇ સોમજી | ,, |
| ૧ | ,, અલુભાઇ ગુલામ | ,, |
| ૧ | ,, અલીનુંભાઇ વલી | ,, |
| ૧ | ,, હાસમભાઇ ગુલુ | ,, |
| ૧ | ,, હુસેનભાઇ મોંઘા | ,, |
| ૧ | ,, આસરભાઈ અબદલા | ,, |
| ૧ | ,, કાસમભાઇ ગુલામહુસેન | ,, |
| ૧ | ,, મામદભાઇ ઇસમાઇલ | ,, |
| ૧ | ,, કારાભાઇ કરીમ | ,, |
| ૧ | ,, ઇસાભાઇ નુરૂ ભલુ | ,, |
| ૧ | ,, જાદવજીભાઈ ખીમજી | ,, |
| ૧ | ,, ગુલામહુસેનભાઇ હરજી | ,, |
| ૧ | ,, અલીભાઇ ઇબ્રાહિમ | ,, |
| ૧ | ,, કેશવજીભાઈ જાનુ | ,, |
| ૧ | ,, કાસમભાઇ મામદ તેજા | ,, |

| | | |
|---|---|---|
| ૧ | શેઠ મામદભાઈ અલીદીના વલી | કરાંચી |
| ૧ | ,, જાનમામદભાઈ ભાણુજી | ,, |
| ૧ | ,, ચાગલાભાઈ હુશેની | ,, |
| ૧ | ,, વલીભાઇ ફાજલ | ,, |
| ૧ | ,, શીવજીભાઇ શુમાર | ,, |
| ૧ | ,, શીવજીભાઇ શુમાર કપડાવાળા | ,, |
| ૧ | ,, કે. ફધુઆણી | ,, |
| ૧ | ,, એફ. અલીદીના | ,, |
| ૧ | ,, પી. અલાના બ્રધર્સ | ,, |
| ૧ | ,, અલારખ્યાભાઈ અલાદીન | ,, |
| ૧ | ,, જાફરભાઇ અને કું. | ,, |
| ૧ | ,, ગુલામહુસેનભાઇ રેમતલા | ,, |
| ૧ | ,, રેમતલાભાઈ વલીમામદ | ,, |
| ૧ | ,, ખટાઉભાઇ અલારખ્યા | ,, |
| ૧ | ,, કાનજીભાઈ મામદ | ,, |
| ૨ | ,, નાનજીભાઈ રતનસી | બરમા |
| ૧ | ,, મગનભાઇ મામદ | ,, |
| ૧ | ,, હાસમઅલીભાઇ પીરાણી માસ્તર | ,, |
| ૧ | ,, ઇસમાઇલભાઈ શીવજી | ,, |
| ૧ | ,, મામદભાઈ અબદલા | ,, |
| ૧ | ,, રજબઅલીભાઇ ખાનમામદ | ,, |
| ૧ | ,, પીરભાઇ ગોવીંદજી | ,, |
| ૧ | ,, મુમના જીવરાજભાઈ ઈબ્રાહીમ ભાણુવડવાળા | ,, |

| | | |
|---|---|---|
| ૧ | શેઠ કામડીયા મામદભાઇ કુંવરજી | બરમા |
| ૧ | ,, વારસ જીવાભાઇ ભાણજી | ,, |
| ૧ | ,, આલીજાહ અલીભાઇ માહમદ | ,, |
| ૧ | ,, કામડીયા ઇસમાઈલભાઇ હકીમજી | ,, |
| ૧ | ,, પ્રેસીડેન્ટ ચકુભાઇ માધવજી | ,, |
| ૧ | ,, વાઇસ પ્રેસીડેન્ટ મામદભાઇ જશરાજ | ,, |
| ૧ | ,, લાલજીભાઇ જીવા | ,, |
| ૧ | ,, કુંવરજીભાઇ કચરા | ,, |
| ૧ | ,, ગુલામહુશેનભાઈ નાનજી | ,, |
| ૧ | ,, ફેજુલાભાઇ નાનજી | ,, |
| ૧ | ,, કાનજીભાઇ વસ્તા | ,, |
| ૧ | ,, અબદલાભાઇ ફાજલ | ,, |
| ૧ | ,, રેમતલાભાઈ મામદ | ,, |
| ૧ | ,, શુમારભાઇ ઓધા | ,, |
| ૧ | ,, ગુલામહુશેનભાઇ મામદ | ,, |
| ૫ | ,, જી. એચ. મુખી | કોટડા શાંગાણી |
| ૪ | ,, ઇસમાઇલભાઇ જાફર | કુરલા |
| ૪ | ,, લાલજીભાઇ ઓધા | નાગપુર |
| ૨ | ,, મેહેરઅલીભાઈ પીરભાઇ | થાણા |
| ૨ | ,, મામદભાઈ ઈસમાઇલ ખેરાજ | વાંદરા |
| ૨ | ,, હમીરભાઇ લાખા સીન્નફ | રામકીબજાર |
| ૨ | ,, ગુલામહુશેનભાઈ છગન | થાનરોડ |
| ૨ | ,, કામડીઆ તેજાભાઈ ભીમજી | ગોંદીયા |

| | | | |
|---|---|---|---|
| ૧ | શેઠ | અબદલાભાઇ જીવરાજ | કુરલા |
| ૧ | ,, | જાફરભાઈ દામજી | કારેપલી |
| ૧ | ,, | રેમતલાભાઇ નથુ છત્રીવાળા | પુના |
| ૧ | ,, | મેરાલીભાઈ જાનમામદ | વેશાવા |
| ૧ | ,, | જાફરભાઇ મામદ | સાતપાટી |
| ૧ | ,, | નુરમાહમદભાઇ માહમદ હમણવાળા | સલેટી |
| ૧ | ,, | ઇબરાહીમભાઇ વાલજી | આમગાવ |
| ૧ | ,, | રાસીદભાઇ કાનજી વેરસી | બલદીયા |
| ૧ | ,, | કરમાલી વાલજી શી. ઇ. ઈ. લાયબ્રેરી | ખાખરડા |
| ૧ | ,, | મુસાભાઇ જાનમાહમદ | નવસારી |
| ૧ | ,, | ખાનમાહમદભાઇ વીરજી | રલોલ |
| ૧ | ,, | જૈનુલાબદીન નુરૂદ્દીન ઇસમાઇલી | પુના |
| ૧ | ,, | કાસમભાઇ મામદ | વેશાવા |
| ૧ | ,, | મોહનભાઇ ઓધા | રતોલ |
| ૧ | ,, | એન. એચ. બકશી ઇન્જીનીયર | પોકરવાડી |
| ૧ | ,, | ગુલામઅલીભાઇ કાળીદાસ ભોજાણી | ધોળેરા |
| ૧ | ,, | ઇસુફઅલીભાઇ મેઘજી વેલશી | ,, |
| ૧ | ,, | કાસમભાઈ ગીગા | બસરા |
| ૧ | ,, | મામદભાઇ જુમા ગીગા | પ્રભાસપાટણ |
| ૧ | ,, | નુરમાહમદભાઇ નાનજી | ફેદરા |
| ૧ | ,, | સબજાઅલીભાઇ જાનમામદ | કલ્યાણી |
| ૧ | ,, | હુશેનભાઇ ઇબ્રાહીમ | ,, |
| ૧ | ,, | મુરાદઅલીભાઇ હસનઅલી | ધારેશ્વર |

| | | |
|---|---|---|
| ૧ | શેઠ નજરઅલીભાઇ શરીફ | મુંબઇ |
| ૧ | ,, અલીભાઇ ડાહ્યા | બોરી |
| ૧ | ,, ઇભરાહીમભાઇ રવજી | ઉના |
| ૧ | ,, સૈયદ બાવા સાહેબ અહમદઅલી | પીરાણા |
| ૧ | ,, મામદભાઇ નારણ | દેવગામ |
| ૧ | ,, હાસમભાઇ ઇબ્રાહીમ કું. | બેલગામ |
| ૧ | ,, નુરમામદભાઇ જીવા એન્ડ સન્સ | સોલાપુર |
| ૧ | ,, મામદભાઇ મેરાલી | કચ્છ અંજાર |
| ૧ | ,, ઇભરાહીમભાઇ વલી | વરધા |
| ૧ | ,, મોહનલાલભાઈ મામદ | લોઠલા |
| ૧ | ,, હસનભાઇ શરીફ સંઘજી | ભાવનગર |
| ૧ | ,, બચ્ચુભાઇ હબીબ | નાગપુર |
| ૧ | ,, રેમતલાભાઇ મુલ્લા | કટંગી |
| ૧ | ,, સૈયદ મીરૂમીયાં નજરઅલી | પીરાણા |
| ૧ | ,, પી. મનજી પેથા | દેસલપુર |
| ૧ | ,, મુસાભાઇ અલારખ્યા | મંજલ મંગવાણા |
| ૧ | ,, માવજીભાઇ ઇસા | મોલમીન (બરમા) |

## આફ્રીકાના ગ્રાહકો.

| | | |
|---|---|---|
| ૩૦ | શેઠ શીયા ઈ. ઇસમાઈલી કાઉન્સીલ | મંજુગા |
| ૨૫ | ,, હબીબભાઈ કલ્યાણ | કીલીન્ડોની |
| ૨૫ | ,, મામદભાઈ વૈયાં ગાંગજી | કંપાલા |
| ૨૫ | ,, હાસમભાઈ માવજી | જંગબાર |

| | | |
|---|---|---|
| ૧૫ | શેઠ હાશમભાઈ જમાલ | કીસુમુ |
| ૨૫ | ,, અલીભાઇ આમદની કું | નઇરોબી |
| ૧૦ | ,, અબ્દરસુલભાઈ સોમજી | ટાંગા |
| ૧૦ | ,, હુસનઅલીભાઈ ધરમશી | ભાગામોયા |
| ૫ | ,, રાસીદભાઇ અલાદીન | છોલા |
| ૫ | ,, પીરભાઇ ડોસા | ગોબીન |
| ૧૦ | ,, મેહરઅલીભાઇ લાલજી | મુંબાસા |
| ૫ | ,, અલીભાઈ હુશનઅલી | ભામામોયા |
| ૧૦ | ,, કાનજીભાઇ નાનજી | ધારેસલામ |
| ૫ | ,, જાદવજીભાઇ ધરમસી | ભાગામોયા |
| ૨ | ,, હુશેનભાઇ સચ્ચુ કચ્છ અંજારવાળા | ધારસલામ |
| ૨ | ,, અલીભાઈ જીણા | ,, |
| ૧ | ,, મહમદઅલી ભલુ લાખાવેલાણી | જંગબાર |
| ૧ | ,, હુશેનભાઇ સુલેમાન | મુંબાસા |
| ૧ | ,, નુરમામદ ઝવેર મહાત્મા | મુંબાઇ |
| ૧ | ,, ગુલામહુશેન મેરાલી કાનજી | ,, |
| ૨ | ,, જાફરઅલી કાસમ પીરૂમામદ | ,, |
| ૧ | ,, રહીમભાઇ ગુલામહુશેન | ,, |
| ૨ | ,, અલીમામદ મેઘજી | ,, |
| ૧ | ,, ગુલામહુશેન ગાંગજી | ,, |
| ૧ | ,, ધારસીભાઇ રવજી | ,, |
| ૧ | ,, કરમાલીભાઇ રેમતુલા મુરાજ | ,, |

# વાંચવા લાયક પુસ્તક.

## આગાખાની ખુદાઇનો ઝળકાટ.

લગભગ (૩૦૦) ત્રણસો પેજનું દળદાર પુસ્તક અને કપડાંની પાકી બાઇન્ડીંગ.

મજકુર પુસ્તકમાં જે પંડિત રાધાકૃષ્ણે આગાખાની ખુદાઇ નામનું પુસ્તક બહાર પાડેલું છે, તેનો પુરેપુરો વીગતવાર લખાણથી જવાબ આપવામાં આવેલ છે, અને તેમાં બતાવવામાં આવ્યું છે કે, આગાખાની ઇસમાઇલી મઝહબ દુનીયાનાં તમામ મઝહબોથી શ્રેષ્ઠ છે. તેમજ તેનાં વિરૂદ્ધ દ્વેષભાવ ધરાવનારા અને કનિષ્ટ બુદ્ધીનાં અધિકારી પંડિત રાધાકૃષ્ણ તથા તેનાં બીજા નંબરમાં એહલજી ધનજી કાબા તથા ત્રીજા નંબરે આવેલા ડોળધાલુ ઇસમાઇલી મી. અલીભાઇ દેવરાજે પોતાની બુદ્ધીનો ગેરઉપયોગ કરીને જે ચીથરે હાલ ખોટા તથા દંભિક લખાણ કરેલા છે તેને ડંડાશિકન જવાબ આપીને સત્ય શું છે. તેની જનસમાજને પુરેપુરી સમજ આપેલ છે.

કિંમત એક રૂપીઓ.

લખો ઇસમાઇલી સાહિત્ય ઉત્તેજક મંડળ,

પાલખી મોહલ્લો-મુંબઈ. નં. ૯

ઇબ્રાહીમ જુસબ વર્તેજી કૃત.